અને કાલ્કી, હિંદુઓની કિતાબોમાં, તે છેલ્લા પયગંબર હશે.[૭૩]

અને એ આપણે જાણીએ છીએ કે નબી ﷺ એ છેલ્લા નબી છે.

**{مَا كَانَ مُحَمَّدٌ أَبَا أَحَدٍ مِنْ رِجَالِكُمْ وَلَكِنْ رَسُولَ اللَّهِ وَخَاتَمَ النَّبِيِّينَ وَكَانَ اللَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمًا (40)}**

**{લોકો ! તમારા પુરુષો માંથી મુહમ્મદ (ﷺ) કોઈના પિતા નથી, પરંતુ આપ તો અલ્લાહના રસૂલ છો, અને દરેક પયગંબરો માંથી સૌથી અંતિમ પયગંબર છો અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણવાવાળો છે.}** {૪૦} સૂરે અલ્ અહઝાબ.

અને આગલા નબીના ગુણો હિંદુઓની કિતાબોમાં આ પ્રમાણે વર્ણન છે કે તે: ઘણા વખાણને લાયક... નરાશંસ.

તો નરાશંસનો અર્થ: ઘણો વખાણ વાળો.

અર્થાત્ તે મુહમ્મદ અને અહમદ છે.

અને આ બંને નામો પયગંબર ﷺ ના છે તે: મુહમ્મદ અને અહમદ છે.

અને નરાશંસના ગુણો માંથી છે કે તે: "ઊંટ પર સવાર હશે, તેની બાર પત્નીઓ હશે, અને તે પોતાની સવારી વડે આકાશને સ્પર્શ કરશે અને નીચે ઉતરશે".[૭૪]

આ ગુણો નબી ﷺ સિવાય બીજા કોઈના નથી.

રહી વાત ઊંટો પર સવાર થાવની તો આપ ﷺ તે સ્થિતિ વિષે આપણે જાણીએ છીએ, અને તેનાથી આપણને એક ઈશારો મળે છે કે હિંદુઓની કિતાબો અનુસાર નબી ﷺ છેલ્લા નબી હશે, અને તે ગાડીઓ અને વિમાન બનતા પહેલા મોકલવામા આવશે.[૭૫]

અને એક ઈશારો તે પણ મળે છે કે આવનાર નબી, તે બ્રામણ હિંદુઓમાં બહાર થી હશે, કારણકે તે લોકો ઊંટોને હરામ ઠેરવે છે.

અને ત્યાં સુધી નબી ﷺ ની બાર પત્નીઓ ની વાત છે તે આપણે નબી ﷺ ની સીરત દ્વારા જાણીએ છીએ.

અને રહી વાત કે તે પોતાની સવારી વડે આકાશને સ્પર્શ કરશે અને નીચે ઉતરશે તો તે ઇસ્રા અને મેઅરાજનો વાક્યો આપણને ખબર છે અને દરેક મુસલામનોને ખબર છે કે તે નબી ﷺ સાથે થયો, જયારે નબી ﷺ આકાશ તરફ ચઢ્યા.

અને આ વિષે હિંદુ પુસ્તકો નારાશાનોની હિજરત વિષે ચર્ચા કરી અને તેના ખુબ વખાણ કરી કહે છે: "લોકો નારાશાનોની ઇઝ્ઝત કરો, તો લોકો યુદ્ધ કરી લોકો માટે શાંતિ પ્રદાન કરે છે".[૭૬]

અને તે મુહાજિર: નબી ﷺ ની સીરતનો સૌથી મોટો વાક્યો, મહાન પયગંબર એ મક્કાહ થી મદિનહ તરફ હિજરત કરી હતી તે છે, જેથી લોકોમાં શાંતિ અને તૌહીદ ફેલાવવામાં આવે.

અને ઉપરોક્ત વર્ણન કરેલ મંતર તે નબી ﷺ ની અથંક મહેનત વિષે કહે છે કે: "તેમના વખાણ કરવા વાળા એ વખાણ કર્યા, તે યુદ્ધ માટે નીકળે છે, અને લોકોને શાંતિ પ્રદાન કરે છે".[૭૭]

અને તે મુહાજિર નબી એ અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરી લોકો દરમિયાન શાંતિ ફેલાવી.

અને હિંદુઓની કિતાબોમાં, ઇસ્લામના પયગંબર, તેમનું જીવન ચરિત્ર, તેમનો ધંધો, અને મક્કાહ વિષે ઘણા શબ્દો વર્ણવેલ છે.

કેટલાક હિંદુઓ આ વિષે મતભેદ કરી શકે છે, અને તેનો ઇનકાર કરી શકે છે, તે સ્પષ્ટ ઈશારો, નબી ﷺ તરફ છે, આ તે બાબતો છે જેની હકીકત જાણવા માટે હિંદુઓએ વધારે પરેશાન થવાની જરૂર નથી, વાસ્તવિક રૂપે આ ભવિષ્યવાળીઓ સહુલત માટે છે બીજું કઈ નથી, એટલા માટે મેં વધુ પુરાવા રજૂ નથી કાર્ય કેમકે ઇસ્લામને સાચો હોવા માટે ઇસ્લામ પોતે જ એક મહત્વનો પુરાવો છે, તૌહીદની દાવત, અને ફિતરત તરફ પાછા ફરવાની પોકાર છે, અને ધરતી પરના દરેક ધર્મોને તેની મહાનતા થી ખાલી કરી ને, માનવીના સર્જનના હેતુ અને તકદીરને જાણવાની જરૂરત પૂરી થાય છે.

અને ધરતી પર, મૂર્તિ પૂજા, શિર્ક, નાસ્તિકતા સિવાય બીજું કઈ બાકી નથી રહ્યું, અને ઇસ્લામ સિવાય જે સ્પષ્ટ તૌહીદ (એકેશ્વરવાદ) નો ધર્મ છે અને અલ્લાહ તઆલા દરેક પ્રકારની ખામીઓથી પાક છે.

{قُلْ هُوَ اللَّهُ أَحَدٌ (1) اللَّهُ الصَّمَدُ (2) لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ (3) وَلَمْ يَكُنْ لَهُ كُفُوًا أَحَدٌ }

{હે પયગંબર ! કહી દો, અલ્લાહ એક જ છે. {૧} અલ્લાહ બેનિયાજ છે. {૨} ન તો તેનો જન્મ થયો અને ન તો તેણે કોઈને જન્મ આપ્યો. {૩} તેમાં જેવો બીજો કોઈ નથી. {૪} સૂરે અલ્ ઇખ્લાસ,

## ૧૮- ઇસ્લામ શું છે?

જ: ઇસ્લામ તે છે: અલ્લાહ સમક્ષ માથું જુકાવી દેવું, તેની સામે નમી જવું, અને તેની સામે વિનમ્રતા અપનાવવી.

અલ્લાહ તઆલા એ કહ્યું

{وَمَنْ أَحْسَنُ دِينًا مِمَّنْ أَسْلَمَ وَجْهَهُ لِلَّهِ وَهُوَ مُحْسِنٌ وَاتَّبَعَ مِلَّةَ إِبْرَاهِيمَ حَنِيفًا وَاتَّخَذَ اللَّهُ إِبْرَاهِيمَ خَلِيلًا (125)}

{અને તે વ્યક્તિ કરતાં સારો દીન કોનો હોય શકે છે જેણે અલ્લાહ સમક્ષ માથું ઝુકાવી દીધું હોય, અને તે સદાચારી પણ હોય, અને ધ્યાન દોરવાવાળા ઈબ્રાહીમ અલૈહિસ્સલામના તરીકાનું અનુસરણ કર્યું હોય, તે ઈબ્રાહીમ અલૈહિસ્સલામનું જેને અલ્લાહ એ પોતાનો દોસ્ત બનાવી લીધો હતો} {૧૬૫} સૂરે અન્ નિસા.

અસલમ વજ્હહુ લિલ્લાહિ નો અર્થ : અલ્લાહ સમક્ષ માથું નમાવી દેવું અને તેની સામે જુકી જવું જે પવિત્ર છે અને જો આપણા સૌનો પાલનહાર ને દરેક વસ્તુથી પાક રાખે છે, લોકોમાં આ જ સૌથી શ્રેષ્ઠ દિન છે.

અને અલ્લાહ તઆલાએ કહ્યું

{وَلِكُلِّ أُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا لِيَذْكُرُوا اسْمَ اللَّهِ عَلَى مَا رَزَقَهُمْ مِنْ بَهِيمَةِ الْأَنْعَامِ فَإِلَٰهُكُمْ إِلَٰهٌ وَاحِدٌ فَلَهُ أَسْلِمُوا وَبَشِّرِ الْمُخْبِتِينَ (34)}

{બસ તમારો ઇલાહ એક જ ઇલાહ છે તો તેના આજ્ઞાકારી બની જાઓ , અને આજીજી કરવાવાળા ને ખુશખબરી આપી દો} {૩૪} અલ્ હજ્જ.

આજ્ઞાકારી બનવાનો અર્થ એટલે: તેના આદેશોનું અનુસરણ કરો.

આ આયાત જણાવે છે ઇસ્લામનો અર્થ અલ્લાહ સમક્ષ માથું નમાવી દેવું, અને તેની ઉચ્ચતા સમક્ષ જુકી જવું, અને તેના નિયમો અને માર્ગનો સ્વીકાર કરી તેના પર પ્રસન્ન થઈ અમલ કરવો, આ જ ઇસ્લામની અસલ અને હકીકત છે.

ઇસ્લામ તે છે જેના આદેશો અને નિયમો પર અલ્લાહ માટે જુકી જવું.

અને ઇસ્લામ સમગ્ર માનવજાત માટેનો દિન છે, અલ્લાહ તઆલા એ કહ્યું

{إِنَّ الدِّينَ عِنْدَ اللَّهِ الْإِسْلَامُ وَمَا اخْتَلَفَ الَّذِينَ أُوتُوا الْكِتَابَ إِلَّا مِنْ بَعْدِ مَا جَاءَهُمُ الْعِلْمُ بَغْيًا بَيْنَهُمْ وَمَنْ يَكْفُرْ بِآيَاتِ اللَّهِ فَإِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ (19)}

{નિંશંક અલ્લાહ તઆલાની નજીક દીન ઇસ્લામ જ છે} **{૧૯} સૂરે આલિ ઇમરાન**

{وَمَنْ يَبْتَغِ غَيْرَ الْإِسْلَامِ دِينًا فَلَنْ يُقْبَلَ مِنْهُ وَهُوَ فِي الْآخِرَةِ مِنَ الْخَاسِرِينَ (85)}

**. ઇસ્લામ એ એવો ધર્મ છે કે જેને અલ્લાહ અન્ય ધર્મોમાંથી સ્વીકારતો નથી**

**{અને જે વ્યક્તિ ઇસ્લામ વગર બીજો દીન શોધે તેનો દીન કબૂલ કરવામાં નહીં આવે અને તે આખિરતમાં નુકસાન ઉઠાવનારાઓ માંથી હશે.}** {૮૫} સૂરે આલિ ઇમરાન.

ઇસ્લામ તે દિન જેના માટે અલ્લાહ એ દરેક પયગંબરો અને સંદેશાવાહકોને મોકલ્યા, અને દરેક પયગંબરોનો દિન એક જ છે તે ઇસ્લામ છે, દરેક પયગંબરો તોહીદ જ લઈને આવ્યા હતા પછી ભલેને તેમની શરીઅતો અલગ હોય.

અલ્લાહ તઆલા એ કહ્યું

**{ وَمَا أَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَسُولٍ إِلَّا نُوحِي إِلَيْهِ أَنَّهُ لَا إِلَهَ إِلَّا أَنَا فَاعْبُدُونِ (25)}**

**{અને તમારા કરતા પહેલા જેટલા રસૂલ પણ અમે મોકલ્યા, તેમની તરફ આ જ વહી કરતા રહ્યા કે મારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, એટલા માટે તમે ફક્ત મારી જ બંદગી કરો}** {૬૫} સૂરે અલ્ અંબિયા.

અને આ તૌહીદ માટે ઇસ્લામ સિવાય બીજો કોઈ ધર્મ નથી.

ઇસ્લામ આજે ધરતી પર એકમાત્ર તૌહીદવાળો દીન છે.

જ્યારે કે અન્ય શરીઅતો સાથે સંકળાયેલા તમામ લોકો પાસે શિર્કનો ભાગ છે, પછી ભલે તે ઓછો હોય કે વધારે, પયગંબરોના મૃત્યુ પછી અને તેઓએ લોકોને તૌહીદ (એકેશ્વરવાદ) પર છોડી દીધા પછી, લોકોએ સમય સાથે શિર્કને

અપનાવ્યો, અને આજે શુદ્ધ તૌહીદ માં કંઈ બચ્યું નથી, જે સિવાય કોઈ ધર્મ પયગંબરો લઈને આવ્યા ન હતા.

ઇસ્લામની સત્યતા માટે આ જ મહત્વનો પુરાવો છે, જેના પર એક હિંદુ એ ધ્યાન આપવું જોઈએ આ ધર્મ શુદ્ધ તૌહીદનો સંદેશ છે.

## ૧૯- શું ઇસ્લામ પાસે આપણા દિમાગમાં આવતા સવાલોના જવાબ છે? જેમકે આપણે ક્યાંથી આવ્યા છે? આપણે આ દુનિયામાં કેમ છીએ? અને કિસ્મત ક્યાં છે?

જ: ઇસ્લામ આ દરેક સવાલોના જવાબ કુરઆનની એક આયત દ્વારા જવાબ આપે છે, આપણા પાલનહારે કહ્યું

{وَمَا لِيَ لَا أَعْبُدُ الَّذِي فَطَرَنِي وَإِلَيْهِ تُرْجَعُونَ (22)}

**{અને મને શું થયું છે કે હું તેની ઇબાદત ના કરું જેણે મને પેદા કર્યો છે? અને તમને તેની જ તરફ પાછા ફરી જવાનું છે}** {૨૨} સૂરે યાસીન.

હું ક્યાંથી આવ્યો છું? અલ્લાહ એ મને પેદા કર્યો છે (અલ્લાહ એ મને પેદા કર્યો છે).

અને અમે ક્યાં જઇ રહ્યા છે? જલદી હું અલ્લાહ તરફ જઈશ જેથી હું મારા કાર્યોનો હિસાબ આપું. (અને તમને તેની જ તરફ પાછા ફરી જવાનું છે)

હું આ દુનિયામાં કેમ આવ્યા છો? અલ્લાહની ઈબાદત કરવા જેથી તે આપણું પરીક્ષણ કરે.

હું અલ્લાહની ઈબાદત કેમ કરું? આ સ્વાભાવિક છે કે હું તે અલ્લાહની ઈબાદત કરૂં જેણે મને પેદા કર્યો છે, બસ આ પ્રકૃતિના કારણે જ બંદા અને તેના પાલનહાર વચ્ચે સંબંધ છે કે: બંદો પોતાના પાલનહાર અને સર્જકની ઈબાદત કરે.

એક આયતમાં ત્રણ સૌથી મહત્વપૂર્ણ પ્રશ્નોના જવાબ એકત્રિત કરવામાં આવ્યા છે જેના કારણે લોકો મૂંઝવણમાં છે

{وَمَا لِيَ لَا أَعْبُدُ الَّذِي فَطَرَنِي وَإِلَيْهِ تُرْجَعُونَ (22)}

**{અને મને શું થયું છે કે હું તેની ઇબાદત ના કરૂં જેણે મને પેદા કર્યો છે? અને તમને તેની જ તરફ પાછા ફરી જવાનું છે}** {૨૨} સૂરે યાસીન.

## ૨૦- હું કેવી રીતે જાણી શકું કે મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે?

જ: ઘણા મુઅજિઝા જે ઘણી દલીલો છે, તે સંપૂર્ણ યકીનનો ફાયદો આપે છે.

અરસ્તૂ પોતાના કાર્યોથી ફલસફી છે, તેણે કહેલા કોઈ વાક્ય અથવા તેણે કરેલા દાર્શનિક વિશ્લેષણ દ્વારા નહીં.

અને અબૂ કિરાત પોતાના તબીબી પ્રોજેક્ટના કારણે ડોક્ટર છે ન કે પોતાની સર્જરીના કારણે.

એવી જ રીતે ઘણા મુઅજિઝા નબી ﷺ વિષે વર્ણન કરવામાં આવ્યા છે જે મુહમ્મદનું નબી હોવાનું યકીન આપે છે.

જો તમે તેમના જીવનચરિત્ર પર નજર નાખો, તો તમે નબી ﷺ ને સાચો પામશો, અને તે સાચા હોવા પર વિખ્યાત હતા, જે વાતનો એકરાર તો તેમના વિરીધિઓ પણ કરતા હતા, અને તેમણે તેમના પર જૂઠ્ઠા હોવાનો કે ન તો અનૈતિકતાનો આરોપ લગાવ્યો ન હતો, પછી તે ગૈબ વિશે જાણ કરે છે અને તે જે કહે છે તે થાય છે, અને તેમણે પહેલાનો અકીદો જેની તેમણે પહેલા દિવસથી જ માંગ કરી તે અકીદો દરેક પયગંબરોના અકીદાથી સંમત હતો, અને તે ખુશખબરો આપનાર હશે, અને હિંદુઓની કિતાબોમાં તેમના આવવાના સેંકડો વર્ષ પહેલા નબી ﷺ આગમનને જાહેર કરી દીધું હતું.

તો પછી તેમણે લાવેલી સૌથી મોટી નિશાની વિશે શું, જે નોબલ કુરઆન છે?

કુરઆન કે જેની સાથે અલ્લાહ એ સ્પષ્ટતા સાથે લોકોને પડકાર આપ્યો હતો કે તે તેના જેવું અથવા તેના જેવી કોઈ સૂરત લઈને આવે, તો તેઓ કરી શક્ય નહીં.

**{ أَمْ يَقُولُونَ افْتَرَاهُ قُلْ فَأْتُوا بِسُورَةٍ مِثْلِهِ وَادْعُوا مَنِ اسْتَطَعْتُمْ مِنْ دُونِ اللَّهِ إِنْ كُنْتُمْ صَادِقِينَ (38)**

**{શું આ લોકો એમ કહે છે કે તમે પોતે જ આ કુરઆન ઘડી કાઢ્યું છે ? તમે તેમને કહી દો કે જો તમે સાચા હોવ તો પછી તમે પણ તેના જેવી એક જ સૂરહ**

લાવી બતાવો, અને અલ્લાહ સિવાય જેને તમે (મદદ કરવા માટે) બોલાવી શકતા હોય, બોલાવી લો.} (૩૮) યૂનુસ.

અલ્લાહ તઆલાએ કુરઆન મજીદમાં કહ્યું

{وَإِنْ كُنْتُمْ فِي رَيْبٍ مِمَّا نَزَّلْنَا عَلَى عَبْدِنَا فَأْتُوا بِسُورَةٍ مِنْ مِثْلِهِ وَادْعُوا شُهَدَاءَكُمْ مِنْ دُونِ اللَّهِ إِنْ كُنْتُمْ صَادِقِينَ (23) فَإِنْ لَمْ تَفْعَلُوا وَلَنْ تَفْعَلُوا فَاتَّقُوا النَّارَ الَّتِي وَقُودُهَا النَّاسُ وَالْحِجَارَةُ أُعِدَّتْ لِلْكَافِرِينَ (24)}

{અને (હે કાફિરો !) અમે જે કંઇ પણ પોતાના બંદા (મુહમ્મદ) પર ઉતાર્યું છે, તેમાં જો તમને કંઇ પણ શંકા હોય, તો આના જેવી એક સૂરહ (પાઠ) તો બનાવી લાવો, જો તમે સાચા હોય તો અલ્લાહ તઆલાને છોડીને પોતાના મદદ કરવાવાળાઓને પણ બોલાવી લો. {૨૩} અને જો તમે આ કામ ન કરી શકો, અને તમે આ કામ ક્યારેય પણ નથી કરી શકતા, તો પછી (જહન્નમની) આગથી બચો, જેનું ઇંધણ માનવી અને પત્થર હશે, જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે.{૨૪} } સૂરે અલ્ બકરહ.

અલ્લાહના શબ્દોમાં ધ્યાન આપો

{فَإِنْ لَمْ تَفْعَلُوا وَلَنْ تَفْعَلُوا فَاتَّقُوا النَّارَ الَّتِي وَقُودُهَا النَّاسُ وَالْحِجَارَةُ أُعِدَّتْ لِلْكَافِرِينَ (24)}

{અને જો તમે આ કામ ન કરી શકો, અને તમે આ કામ ક્યારેય પણ નથી કરી શકતા} {૨૪} સૂરે અલ્ બકરહ.

બસ તેઓ કરી ન શક્યા અને તેને કરવાની શક્તિ પણ ધરવતા નથી.

કુરઆન મજીદ આજે પણ મુશરિકો અને વકતૃત્વના લોકોને પડકાર આપે છે, અને તે લોકો આનો વિરોધ કરતા અચકાય છે અને તેને પસંદ કરતા નથી.

દુક્તૂર અબ્દુલ્લાહ દરાઝ રહ. એ કહ્યું: "શુ રસૂલ આ પડકારથી ડરતા ન હતા, કે આ પડકાર તેઓના અખલાકને ઉત્તેજિત કરશે.?

અને તેઓ સાવધ થઈને તેની સામે ઉભા થયા; અને જો તેમના વક્તૃત્વકારોના જૂથે એક ભાષણ પ્રકાશિત કરવા માટે કરાર કર્યો હોય તો તે શું કરશે, જે તેના કેટલાક પાસાઓમાં પણ તેને ઉત્તેજન આપે !

પછી જો તેને તેના નફસ એ તે સમયના લોકો પર આ ચુકાદો પસાર કરવા માટે દબાણ કર્યું, તો તે ભવિષ્યની પેઢીઓ પર તે કેવી રીતે પસાર કરશે?

આ એક એવું સાહસ છે કે જે માણસ પોતાના ભાગ્યને જાણે છે, જ્યાં સુધી તે ન્યાયતંત્રના ખર્ચાઓ અને આકાશના સમાચારોથી હાથ ન ભરે ત્યાં સુધી આગળ વધતો નથી, અને આ રીતે તેણે તેને વિશ્વના દેખાવની વચ્ચે ફેંકી દીધો".[૭૮]

જ્યારે આ મુશરિકો એ જોયું કે નબી સાથે લડવા માટે લશ્કર ભેગા કરવા કુરઆનનો વિરોધ કરતા અને તેના પડકારને સ્વીકારવા કરતા સરળ છે, બસ તેઓ આ કરવા લાગ્યા

{وَقَالَ الَّذِينَ كَفَرُوا لَا تَسْمَعُوا لِهَٰذَا الْقُرْآنِ وَالْغَوْا فِيهِ لَعَلَّكُمْ تَغْلِبُونَ (26)}

{અને કફિરોએ કહ્યું કે આ કુરઆનને સાંભળો જ નહીં, (તેનું વાંચન કરતી વખતે) નકામી વાતો વધારે કરો, કદાચ કે તમે પ્રભુત્વ મેળવો.} {૨૬} સૂરે ફુસ્સિલત.

સમગ્ર અરબ અને જેને પણ આ ચેલેન્જ આપવામાં આવ્યું તેઓ કોઈ એવી વસ્તુ લાવી શક્યા નથી જે નાસ્તિકોને તસલ્લી આપે.

ઈમામ આલૂસી રહ.એ કહ્યું: "તેમના માંથી કોઈ એ પણ આજ સુધી કોઈ વસ્તુ પેશ કરી નથી ન તો તેનો કોઈ ગુણ વર્ણન કર્યો છે".

જુબૈર બિન મુત્ઈમ એ કહ્યું હુ ત્યાં સુધી ઈમાન ન હતો લાવ્યો: જ્યાં સુધી મેં મગરિબની નમાઝમાં નબી ﷺ ને સૂરે તૂર પઢતા ન સાંભળ્યા, બસ જયારે નબી ﷺ આ આયત પર પહોંચ્યા:

{أَمْ خُلِقُوا مِنْ غَيْرِ شَيْءٍ أَمْ هُمُ الْخَالِقُونَ (35) أَمْ خَلَقُوا السَّمَاوَاتِ وَالْأَرْضَ بَلْ لَا يُوقِنُونَ (36) أَمْ عِنْدَهُمْ خَزَائِنُ رَبِّكَ أَمْ هُمُ الْمُصَيْطِرُونَ (37)}

{શું આ લોકો કોઇ સર્જન કરનાર વગર જાતે જ પેદા થઇ ગયા છે ? અથવા તો આ પોતે સર્જન કરનારા છે? {૩૫} શું આકાશો અને ધરતીને તે લોકોએ પેદા કર્યા છે ? સાચી વાત એ છે કે તેઓ (અલ્લાહની કુદરત પર) યકીન જ નથી રાખતા. {૩૬} અથવા શું તેમની પાસે તારા પાલનહારના ખજાના છે ? અથવા (તે ખજાનાના) દેખરેખ રાખનાર છે. {૩૭} } સૂરે અત્ તૂર

કહે છે: મન એવું લાગ્યું કે મારૂં દિલ ઉડવા લાગ્યું".[૭૯]

કુરઆનમાં અદ્ભુત રહસ્યો છે, જે માનવીના હૃદય સુધી પહોચે છે.

જયારે અબૂ બકર કુરઆન પઢતા હતા તો કુરૈશ ખાનદાનની સ્ત્રીઓ તેમના ઘર પાસે ભીડ કરતી હતી કુરઆનને સાંભળીને, આ જોઈ મુશરિકો ગભરાઈ ગયા.[૮૦]

જેથી સમગ્ર અરબ વાસીઓએ નક્કી કર્યું કે  તેઓ કુરઆનને નહીં સાંભળે અને પોતાના ઘરવાળાઓને પણ સાંભળવાથી રોકીશું.  કારણકે કુફ્ર પર બાકી રેહવા માટેનો આજ એકમાત્ર રસ્તો છે.

કુરઆનના મુઅજિઝાતમાંથી એ જે દુક્તૂર અબ્દુલ્લાહ દરાઝ રહ. કુરઆનની આયાતો ઊતરવાના કારણોમાં વર્ણન કર્યું, ફરી નબી ﷺ એ અમુક આયતો વિષે ઈશારો કર્યો કે આ આયતો આ સૂરતોની વચ્ચે હશે, ફરી છેલ્લે સંપૂણ સૂરત જાહેર કરવામાં આવી, અબ્દુલ્લાહ દરાઝ રહ. કહે છે જ્યારે આયતો ઉતરતી હતી તે સમયે કુરઆનનાં કેટલાક વિષયો થોડાક વિષયોથી અલગ પડી રહ્યા હતા, તે લોકો જે આયત છેલ્લે ઉતરી, તેની મનઘડત વાતો વર્ણન કરતાં હતા.

જયારે આપણે તારીખમાં વર્ણન કરેલી બાબતો એકઠી કરીશું તો આપણે તેને ભેગી નહીં કરી શકીએ -કુરઆનની આયતો નાઝિલ થાવની તારીખ- અને જોયું કે વહી કોઈને કોઈ કારણે ઉતારવામાં આવી હતી, તે સમયે અલગ અલગ જગ્યાઓ પર સુરતોની ગોઠવણી માટે સંપૂર્ણ સ્વત્રતા જોવા મળી રહી છે.

અર્થાત્ કુરઆન એક જુના મકાનના ટુકડા જેવું છે, જેને બીજી જગ્યા પર ફરીથી બનાવવાનું હતું, જેથી આ સૂરતોને તાત્કાલિક લોકો માટે એક સ્વતંત્ર એકમમાં કેવી રિતે ગોઠવવામાં આવી?

પરંતુ ભવિષ્યની ઘટનાઓ, તેમની કાયદાકીય આવશ્યકતાઓ અને તેમના માટેના ઇચ્છિત ઉકેલો, તેમજ આ ઉકેલો કયા ભાષાકીય સ્વરૂપમાં રજૂ કરવા જોઈએ, અને તેના બદલે આ સૂરહ સાથે તેમની શૈલીયુક્ત સુસંગતતા વિશે આવી યોજના વિકસાવતી વખતે વ્યક્તિ શું ઐતિહાસિક ગેરંટી મેળવી શકે છે. તેનો?

શું આપણે એ નિષ્કર્ષ પર નથી પહોંચી શકતા કે આ યોજનાની પૂર્ણતા અને તેને ઇચ્છિત રીતે સાકાર કરવા માટે, એક મહાન સર્જકના હસ્તક્ષેપની જરૂર છે, જે આ ઇચ્છિત સંકલન સ્થાપિત કરવાની ક્ષમતા ધરાવે છે? [૮૧]

કુરઆન નબી ﷺ ની પુષ્ટિ માટેનો સાચો પુરાવો છે.

અને પયગંબર મુહમ્મદ ﷺ નાં મુઅજિઝાત (ચમત્કારો), જે તેમના હાથે વડે થયા,  તે ઘણા છે, જે હજારથી વધુ છે, અને તેમની સાથેનો કરાર નજીક છે, અને તેમના માંથી સૌથી સાચા વ્યક્તિ અને સૌથી સદાચારી વ્યક્તિ છે.

અને જે રિવાયત કરનારાઓએ આ મુઅજિઝાત વિષે આપણને ખબર આપી છે જે લોકો માટે યોગ્ય ન હતું કે તેઓ આ બાબતે જૂઠુ બોલે, અને તે જૂઠુ કેવી રીતે

બોલી શકે છે, અને તે જાણે છે જે જાણવા હોવા છતાં જૂઠ બોલશે, તો પોતાનું ઠેકાણું જહન્નમને બનાવશે, જેમકે કે નબી ﷺ એ આ બાબતે સચેત કર્યા છે.

અને તે મુઅજિઝાત તેમની સાથે રહેતા હજારો  સહાબાઓએ જોયા, અને કેટલાક મુઅજિઝાત ને તો હજારો રાવીઓએ રિવાયત પણ કરી છે, તો કઈ રીતે એક વસ્તુ વિશે હજારો લોકો જૂઠ બોલી શકે છે?

અને મુઅજિઝાતમાંથી એકનું ઉદાહરણ જેને દરેક લોકોએ જોયા: હદીષે હુનૈન જે મુતવાતિર લોકોથી વર્ણન છે, નબી ﷺ એક ખજૂરની ડાળી પર ખુત્બો આપતા હતા જયારે આપ ﷺ માટે મિન્બર બનવવામાં આવ્યું અને જયારે આપે તે મિન્બર પર ખુત્બો આપ્યો તો તે ખજૂરની ડાળી રડવા લાગી પછી નબી ﷺ એ તેને સલામ કર્યું અને તેને ગળે લગાવ્યું ત્યારે તે ચુપ થઈ.

આ હદીષ જેને સહબાઓએ વર્ણન કરી છે: અનસ બિન માલિક, જાબિર બિન અબ્દુલ્લાહ, અબ્દુલ્લાહ બિન અબ્બાસ, અબ્દુલ્લાહ બિન ઉમર, ઉબૈ બિન કઅબ, અબૂ સઈદ, સહલ બિન સઅદ, આયશા બિન્તે અબૂ બકર અને ઉમ્મે સલમા.

તો કેવી રીતે આટલા બધા સહબાઓ જૂઠ બોલી શકે છે?

પરંતુ અમુક મુઅજિઝાત વિષે હજારો સહબાઓએ ખબર આપી છે, જેમકે નબી ﷺની આંગળીઓ માથી પાણી નીકળવું જેનાથી લોકોએ વઝૂ કર્યું અને પાણી પીધું, તે પાણી એક હાજર પાંચસો લોકો એ પીધું, અને આ હદીષ મુતવાતિર છે જેને ઈમામ બુખારી રહ. અને ઈમામ મુસ્લિમ રહ. એ રિવાયત કરી છે.

અને થોડું ખાવાનું એક ભવ્ય લશ્કર માટે પુરતું થઈ જવું, આ ખબર પર મુતવાતિર સહબાઓથી વર્ણન છે, અને ઈમામ બુખારી રહ, નબી ﷺના આ મુઅજિઝા વિષે વર્ણન પાંચ અલગ અલગ જગ્યાઓ પર વર્ણન કરી. [૮૨]

બસ જયારે નબી ﷺ ના સાચા હોવાના પુરાવા અંગે મુઅજિઝાત ઘણા છે તો એક બુદ્ધિશાળી વ્યક્તિ માનવાથી ઇન્કાર કેવી રીતે કરી શકે છે?

અહીં નબી ﷺ ના બીજા મુઅજિઝાતના ઉદાહરણો વર્ણન કરવામાં આવે છે:

નબી ﷺ એ રાતોમાંથી એક રાત વિષે ખબર આપી છે તે રાતે જોરદાર પવન ફૂંકાશે, તે રાત્રે લોકો ઉભા રહેવાની ના પડી, બસ જયારે એક વ્યક્તિ ઉભો થયો તો પવને તેને લઈને દૂર ફેંકી દીધો.[૮૩]

અને નબી ﷺ એ નજાશીની મોતની ખબર આપી જે દિવસે તે મૃત્યુ પામ્યો, અને ચાર તકબીર કહી, (નમાઝ પઢી) [૮૪]

અને નબી ﷺ એ ઉમર, ઉષમાન, અલી, તલ્હા, ઝુબૈર રઝી. વિષે ખબર આપી કે તેઓ લોકોની જેમ પોતાની પથારી પર મૃત્યુ નહીં પામે.

એક દિવસ જયારે નબી  પહાડ પર ચડ્યા અને આપની સાથે અબૂ બકર, ઉમર, ઉષમાન, અલી, તલ્હા, અને ઝુબૈર હતા તો પથ્થર હલવા લાગ્યો, તો નબી ﷺ એ તે પહાડને કહ્યું: "બસ શું તને નથી ખબર તારી ઉપર નબી, સિદ્દીક અને શહીદ લોકો છે".[૮૫ ]

બસ પોતાને નબી કહ્યું અબૂ બકરને સિદ્દીક અને બાકી બીજા લોકોને શહીદ કહ્યા ,આ ખબર પણ આપણને નબી ﷺ દ્વારા મળી.

અહી ૧૫૦ હદીષો છે જેમાં નબી ﷺ એ દુઆ કરી અને તે કબૂલ કરવામાં આવી અને લોકોએ તેની ગવાહી પણ આપી ![૮૬]

અને જયારે મક્કાના વાસીઓએ નબી ﷺ ને કોઈ નિશાની બાબતે સવાલ કર્યો તો નબી ﷺ એ તેમને ચંદ્રના ટુકડા બતાવ્યા, તે લોકો એ બંને ટુકડા વચ્ચે હીરાની વાદીને જોઈ, અને આ હદીષ મુતવાતિર છે, અર્થાત્ આ હદીષ ઉંચ્ચ દરજ્જાની છે.

નબી ﷺ સૂરે કમર જુમ્માના દિવસે, અને ઇદના દિવસે પઢતા હતા જેથી લોકો તેમાં વર્ણન કરેલ ચંદ્રને તૂટવાનો મુઅજિઝા વિષે જાણી શકે, અને આ આપની નબૂવ્વતને સાચા હોવાના પુરાવા છે.

અને નબી ﷺ એ ખબર આપી કે આદમ જીવિત સર્જનમાંથી છેલ્લા હતા:" અને આદમને જુમ્માના દિવસે અસર પછી પેદા કરવામાં આવ્યા હતા".[૮૭]

અને આ હકીકત હવે વૈજ્ઞાનિક રીતે સાબિત થઈ ગઈ છે, વિજ્ઞાને સાબિત કર્યું છે કે માનવી પૃથ્વી પર દેખાતો છેલ્લો જીવ છે, તો પયગંબર ﷺ ને  કેવી રીતે ખબર પડી કે આદમ છેલ્લા સર્જન છે, છોડ અને પ્રાણીઓના દેખાવ પછી પૃથ્વી પર આવશે?

અલ્લાહની આ આયત તરફ ધ્યાન આપો

{وَجَعَلْنَا اللَّيْلَ وَالنَّهَارَ آيَتَيْنِ فَمَحَوْنَا آيَةَ اللَّيْلِ وَجَعَلْنَا آيَةَ النَّهَارِ مُبْصِرَةً لِتَبْتَغُوا فَضْلًا مِنْ رَبِّكُمْ وَلِتَعْلَمُوا عَدَدَ السِّنِينَ وَالْحِسَابَ وَكُلَّ شَيْءٍ فَصَّلْنَاهُ تَفْصِيلًا (12)}

{(જુઓ) અમે રાત અને દિવસને પોતાની બે નિશાનીઓ બનાવી છે, રાતની નિશાનીને તો અમે અંધકારમય બનાવી દીધી છે અને દિવસની નિશાનીને પ્રકાશિત કરી દીધી છે, જેથી તમે પોતાના પાલનહારની કૃપા શોધી શકો} {૧૨} સૂરે અલ્ ઈસ્રા.

બસ રાતની નિશાની: અર્થાત્ ચંદ્ર જે રાતની નિશાની છે, તે ચમકતો હતો તો તેનો પ્રકાશ ખતમ કરી દીધો.

સહાબાઓએ આ આયતની સમજૂતી આ જ કરી છે, ઈમામ ઇબ્ને કષીર રહ. એ પોતાની તફસીરમાં લખ્યું કે અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રઝી. એ કહ્યું: "કે ચંદ્ર પણ સૂર્યની જેમ ચમકતો હતો, બસ રાતની ની નિશાનીએ તેનો પ્રકાશ ખતમ કરી દીધો".

વિચિત્ર વાત એ છે વૈજ્ઞાનિકોએ આજે આ શોધ્યું, અને નાસા એ પોતાની સરકારી  વેબસાઈટ અને આધિકૃત ચેનલ પર પ્રકાશિત કર્યું: ચંદ્રના જીવનનો પ્રથમ યુગ, જ્યારે તે તેજસ્વી ઝળહળતો હતો.[૮૮]

ઘણી હદીષો અને આયતો દ્વારા સાબિત છે ગૈબની વાતો અને ધરતી અને આકાશોના નાના નાના રહસ્ય એક વ્યક્તિ પાસે ઘણા છે, (કારણકે) તેના ઉપર કુરઆન ઉતરતું હતું, અને તેના પહેલા પયગંબરો પણ આવ્યા અને આપણને

અલ્લાહ તરફથી પુષ્ટિ મળી, અને ત્યાં સુધી મૃત્યુ ન આવ્યું, જ્યાં સુધી શરીઅત સંપૂણ ન થઈ ગઈ.

તો તે નબી છે એ મનનું માર્ગદર્શન છે !

બસ નબી ﷺ ની આ પ્રમાણેની નિશાનીઓ હજારથી પણ વધુ છે.

અને તે મુઅજિઝાતને વર્ણન કરવાવાળા સહાબા સર્જનમાં સૌથી સાચા અને પવિત્ર હતા.

વિચિત્ર વાત એ છે મોટા સહાબીઓ એ ઇસ્લામના મુઅજિઝાતને જોયા વગરજ ઇસ્લામ કબૂલ કર્યો, બસ તેઓએ ઇસ્લામ કબૂલ કર્યો કારણકે તેઓ જાણતા હતા કે નબી ﷺ સાચા છે, અને તેઓ કદાપી જૂઠ બોલતા નથી.

અને આ મંતવ્ય ઉંચ્ચ સહબાઓનો હતો, જે એક સ્વાભાવિક મંતવ્ય હતો, જે નબી ﷺ નું સાચા હોવાનો સ્પષ્ટ પુરાવો હતો, અને એ પણ કે જે વ્યક્તિ નબૂવ્વતનો દાવો કરે તે દરેક લોકોમાં સૌથી સાચો હોઈ શકે છે? કારણકે તે નબી છે.

અને જે લોકો એવું કહે છે કે આ આમ જ થઈ ગયું છે, તો તેઓ અલ્લાહ તઆલાની શાનના ભવ્ય કાર્યોમાં જુઠાણું ઘડી રહ્યા છે.

અને સાચા લોકો તે જૂઠા લોકોનો સાથ નથી આપતા, પરંતુ જો તેઓ અજ્ઞાની હશે તો તેઓ પણ તેમનો સાથ આપશે. [૮૯]

એક સમજદાર વ્યક્તિ માટે કેટલુ સરળ છે કે તે સાચા અને જુઠા લોકોમાં તફાવત કરી શકે.

મુશરિક લોકોએ પયગંબરીના પહેલા જ દિવસે એ વાતનો સ્વીકાર કર્યો હતો કે તે પયગંબરે ક્યારેય અમારી સામે જૂઠ નથી બોલ્યા, "અમને આપની તરફથી જૂઠનો કોઈ અનુભવ નથી".[૯૦]

અને જ્યારે હિરકલે અબૂ સુફયાનને તેમના ઇસ્લામ લાવતા પહેલા સવાલ કર્યા: " શું તમે જે કઈ  અત્યારે કહી રહ્યા છે તે પહેલાં ક્યારેય જૂઠ બોલવાનો આરોપ તમે તેમના પર લગાવી ચુક્યા છો?

અબૂ સુફયાને કહ્યું: "ના".

હિરકલે કહ્યું : "તે લોકો વિશે, જૂઠ બોલી નથી શકતા તો અલ્લાહ વિશે તેઓ કઈ રીતે જૂઠ બોલી શકે છે".

પછી હિરકલે પોતાની વાત એ પ્રખ્યાત શબ્દો પર પૂર્ણ કરી: જો હું તેની સાથે હોત તો હું તેના પગ ધોતો." [૯૧]

અને છેવટે કાફિરો આપ ﷺ ના સંપૂર્ણ જીવનમાં એક જૂઠ સાબિત કરવા પર લાચાર બની ગયા, એટલા માટે જ કુરઆન મજીદે તેમના કુફ્રનો ઇન્કાર કર્યો, તેમને જાણ હોવા છતાંય કે પયગંબરી પહેલા આના અખલાક કેવા હતા, અલ્લાહ તઆલા કહે છે

{أَمْ لَمْ يَعْرِفُوا رَسُولَهُمْ فَهُمْ لَهُ مُنْكِرُونَ (69)}

**{અથવા તે લોકોએ પોતાના પયગંબરને ઓળખ્યા જ નહીં, એટલા માટે તેઓ ઇન્કાર કરી રહ્યા છે}** {૬૯} સૂરે અલ્ મુઅમિનૂન.

આપ ﷺ ની સ્થિતિ અને આપનું જીવન ચરિત્ર એ વાતની પુષ્ટિ કરે છે કે આપ સાચા અને સચોટ પયગંબર હતા.

તેમના પર અલ્લાહની રહેમતો અને દરૂદ ઉતરે.

જો સામાન્ય રીતે ઇમાનદારીના દરેક સ્ત્રોત આપની પયગંબરી સાબિત કરતા હોય, તો પછી કઈ રીતે એક બુદ્ધિશાળી વ્યક્તિ આને જુઠલાવી શકે છે.

## ૨૧- શું ફક્ત અલ્લાહ પર ઈમાન લાવવું અને પયગંબરોનો ઇન્કાર કરવો પુરતું છે, જેવું કે કેટલાક હિંદુ લોકો કહે છે?

જ: ના.

પયગંબરો પર ઈમાન ન લાવતા ફક્ત અલ્લાહના  અસ્તિત્વ પર જ ઈમાનધરાવવું, આવા વ્યક્તિનું અલ્લાહ માટે મુસલમાન હોવું નહીં ગણાય, તમે અલ્લાહને તો સર્જનહાર, રોજી આપનાર, વ્યવસ્થાપક માનો છો અને તેના તરફથી આવતી વહી નો ઇન્કાર તેમજ તેના રસૂલોનો ઇન્કારનો શું મતલબ?

આ કુફ્રે અકબર છે.

પરંતુ અલ્લાહ તરફથી આવતી વહીનો ઇન્કાર કરવો મોટો ગુનોહ ગણાશે, અલ્લાહ તઆલા કહે છે

{إِنَّ الَّذِينَ يَكْفُرُونَ بِاللَّهِ وَرُسُلِهِ وَيُرِيدُونَ أَنْ يُفَرِّقُوا بَيْنَ اللَّهِ وَرُسُلِهِ وَيَقُولُونَ نُؤْمِنُ بِبَعْضٍ وَنَكْفُرُ بِبَعْضٍ وَيُرِيدُونَ أَنْ يَتَّخِذُوا بَيْنَ ذَلِكَ سَبِيلًا (150) أُولَئِكَ هُمُ الْكَافِرُونَ حَقًّا وَأَعْتَدْنَا لِلْكَافِرِينَ عَذَابًا مُهِينًا (151)}

{જે લોકો અલ્લાહનો અને તેના પયગંબરોનો ઇન્કાર કરે છે અને ઇચ્છે છે કે અલ્લાહ અને તેના પયગંબર વચ્ચે ભેદભાવ રાખે અને કહે છે કે કેટલાક પયગંબરો પર અમારું ઈમાન છે અને કેટલાક પર (ઈમાન) નથી અને એવું ઇચ્છે છે કે કૂફર અને ઈમાન વચ્ચે (એક ત્રીજો) માર્ગ અપનાવી લે. {૧૫૦} આવા લોકો જ ખરેખર કાફિર છે, અને અમે કાફિરો માટે અપમાનિત કરવાવાળો અઝાબ તૈયાર કરી રાખ્યો છે. {૧૫૧}} સૂરે અન્ નિસા.

બસ જે અલ્લાહ પર ઈમાન ધરાવે અને પયગંબરોનો ઇન્કાર કરે તે ખરેખર કાફિર છે.

એટલા માટે તે દરેક, જે પયગંબરો માંથી એક પણ પયગંબર નો ઇન્કાર કરશે તે કાફિર જ ગણાશે, કારણકે તે અલ્લાહની વહીનો ઇન્કાર કરી રહ્યો છે, એટલા માટે જ અહેલે કિતાબ યહૂદી અને નસરાની કાફિર જ છે કેમકે તેઓએ મુહમ્મદ બિન અબ્દુલ્લાહની પયગંબરીનો ઇન્કાર કર્યો.

{إِنَّ الَّذِينَ كَفَرُوا مِنْ أَهْلِ الْكِتَابِ وَالْمُشْرِكِينَ فِي نَارِ جَهَنَّمَ خَالِدِينَ فِيهَا أُولَئِكَ هُمْ شَرُّ الْبَرِيَّةِ (6)}

**{અહલે કિતાબ અને મુશરિક લોકો માંથી જે લોકોએ કુફ્ર કર્યું , તે સૌ જહન્નમની આગમાં જશે, જ્યાં તેઓ હંમેશા રહેશે, આ લોકો દરેક સર્જનીઓ માંથી દુષ્ટ સર્જન છે.<** {૬} સૂરે અલ્ બય્યિનહ.

તેમજ અલ્લાહ એ આપેલ જહન્નમમાં દાખલ થવાની ચેતવણી સાચી છે.

**{وَأَصْحَابُ الْأَيْكَةِ وَقَوْمُ تُبَّعٍ كُلٌّ كَذَّبَ الرُّسُلَ فَحَقَّ وَعِيدِ (14)}**

**{મારા અઝાબનું વચન તેઓ પર સાચુ થઇ ગયું}** {૧૪} સૂરે કોફ.

એટલા માટે તે ઇસ્લામ જ નથી, અને ન તો તેનાથી નજાત મળશે, કે વ્યક્તિ ફક્ત અલ્લાહને સર્જનહાર, રોજી આપનાર, જીવિત કરનાર, મૌત આપનાર તો માને પરંતુ પયગંબરોનો ઇન્કાર કરે, બસ તેના માટે રસૂલો પર ઈમાન લાવવું અત્યંત જરૂરી છે.

ત્યારે તો અલ્લાહના અસ્તિત્વ પર ઈમાન ગણાશે, પયગંબરોનો ઇન્કાર અને અલ્લાહ પર ઈમાન લાવવું પૂરતું નથી, અને ન તો ક્યામતના દિવસે તે બંદાને કઈ ફાયદો થશે, એટલા માટે જરૂરી છે કે તે ફક્ત એક અલ્લાહની ઈબાદત કરે અને સંપૂર્ણ રસૂલો પર ઈમાન ધરાવે.

અને જો ફક્ત અલ્લાહના અસ્તિત્વપર જ ઈમાન લાવવું પૂરતું હોત તો પછી અલ્લાહ તઆલા રસૂલોને ન મોકલતો, ન તો કિતાબો ઉતારતો, કારણકે દરેક માનવી પોતાની ફિતરત વડે અલ્લાહની ઓળખ કરી લેતો.

અલ્લાહ તે જ છે, જેણે તમને પેદા કર્યા , તમને હિદાયત આપી, તમને રોજી આપી, અને ફક્ત તે જ ઈબાદતને લાયક પણ છે, જેવું કે આ વાત તેના રસૂલો અને પયગંબરો દ્વારા એક કાનૂન નક્કી થઈ ગયો છે.

તો જરૂરી છે કે તમે દરેક પયગંબર પર અને અંતિમ પયગંબર મુહમ્મદ બિન અબ્દુલ્લાહ તેમના પર સલામતી અને રહેમતો ઉતરે, પર ઈમાન લાવો.

## ૨૨- અલ્લાહ તઆલાએ બુરાઈનું સર્જન કેમ કર્યું? અથવા બીજા વાક્યમાં એક મુસ્લિમ બુરાઈની મુંઝવણોને કઈ રીતે રદ કરી શકે છે?

જ: હિંદુ ધર્મમાં દુષ્ટતાનો ફલસફો લગભગ સૌથી મોટી સમસ્યા છે અને હિંદુ ધર્મનો ફલસફો એ છે કે વ્યક્તિ જ્યાં સુધી દુષ્ટતાથી મુક્ત ન થાય ત્યાં સુધી બરબાદીમાં જીવે છે, અને હિંદુ ધર્મ પાછલા જન્મમાં વ્યક્તિ દ્વારા કરવામાં આવેલી દુષ્ટતાને કારણે પુનર્જન્મ માને છે.

આ બધું ખોટું છે, બુરાઈ આ સૃષ્ટિમાં છે, અને આપણે સૌ તેનાથી બંધાયેલા છે.

એટલા માટે કે આપણે સૌ પ્રાયોગિક વિશ્વમાં છીએ.

અલ્લાહ તઆલા કહે છે

كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْتِ وَنَبْلُوكُمْ بِالشَّرِّ وَالْخَيْرِ فِتْنَةً وَإِلَيْنَا تُرْجَعُونَ (35)}

**{અને અમે સારી અને ખરાબ (બન્ને પરિસ્થિતિ) માં તમારી કસોટી કરતા રહીએ છીએ}** {૩૫} સૂરે અલ્ અંબિયા.

ભલાઈ અને બુરાઈ એટલા માટે કે તમે મુકલ્લફ (દીન બાબતે જવાબદાર) છો અને તકલીફ તે તમારા અસ્તિતિવનો મૂળ હેતુ છે.

અલ્લાહ તઆલા કહે છે

**{الَّذِي خَلَقَ الْمَوْتَ وَالْحَيَاةَ لِيَبْلُوَكُمْ أَيُّكُمْ أَحْسَنُ عَمَلًا وَهُوَ الْعَزِيزُ الْغَفُورُ (2)}**

**{જેણે મૃત્યુ અને જીવન એટલા માટે પેદા કર્યું કે તમારી કસોટી કરે, કે તમારા માંથી કોણ સારા કાર્યો કરે છે. અને તે પ્રભુત્વશાળી અને માફ કરવાવાળો છે}** {૨} સૂરે અલ્ મુલ્ક.

જ્યાં સુધી અમારા પર આક્ષેપ મુકવામાં આવી રહ્યો છે, ત્યાં સુધી ફિતના અને આપત્તિઓનું હોવું અનિવાર્ય છે, અને અમારા માટે બુરાઈને સમજવું પ્રાકૃતિક છે.

એટલા માટે દુષ્ટતા, કેટલાક દુઃખો અને અવજ્ઞા કરવી, તે તો પ્રાકૃતિક વસ્તુ છે, અને તેનો સ્પષ્ટ પરિણામ ઈચ્છાની સ્વતંત્રતા અને અલ્લાહ તરફથી મળેલ આદેશ છે.

દુષ્ટતાનું, આપત્તિઓ અને મુસીબતો તેમજ મનેચ્છાઓનું અસ્તિત્વ માનવી માંથી સારા વ્યક્તિઓ અને દુષ્ટ વ્યક્તિઓને અલગ કરે છે.

બુરાઈ સિવાય, આપણે સૌ ખૂબ જ સુખી જીવન પસાર કરીએ છીએ.

અને હા, નેઅમતો જેને આપણે ગણી શકતા નથી.

બુરાઈ કરવી ખૂબ જ સરળ છે, અને તે ભવ્ય ભલાઈ સાથે રહે છે, જેમાં આપણે જીવન પસાર કરીએ છીએ.

અને જો દુનિયામાં કોઈ બુરાઈ ન હોત, તો હું તે જગ્યા ન છોડતો જે જગ્યા પર મારો જન્મ થયો છે.

અને ન તો કોઈ સંસ્કૃતિ હોત, ન તો કોઈ શહેર હોત, ન તો કારખાનાઓ હોત, ન તો કોઈના ઘર હોત, અને ન તો કોઈને કઈ પણ કામ કરવાની જરૂરત હોત, અને ન તો કોઈ વ્યક્તિ કોઈ બીમારીનો અથવા કોઈ મુશ્કેલ પરિસ્થિતિનો ઉકેલ શોધતો હોત, અને ન તો ફાયદાકારક વિચારતો હોત.

અને જ્યારે કોઈ વ્યક્તિને પોતાની મૂળ જન્મ સ્થળેથી બીજી જગ્યા બદલવાની જરૂર પડતી હોય.

કારણ કે એવી કોઈ અનિષ્ટ નથી, કોઈ મુશ્કેલી નથી, કોઈ તકલીફ નથી, કોઈ થાક નથી, અને કોઈ સમસ્યા નથી જેના માટે આપણે ઉકેલો શોધીએ છીએ !

તો શા માટે થાક, મોડું જાગવું, વિચારવું અને કામ કરવું?

દુષ્ટતા એ એક જરૂરત છે, જે આ દુનિયામાં અનિવાર્ય છે !

બસ તમે વિચાર કરો !

અને ઘણા લોકો જેમના પર મુસીબત આવતી હોય છે અને તે અલ્લાહ તરફ ધ્યાન કરે છે, અને નેક લોકો માંથી થઇ જાય છે, અલ્લાહ પવિત્ર છે, મહાન છે અને દરેક પ્રકારની પ્રશંસા ફક્ત તેના માટે છે.

અલ્લાહની દરેક તકદીર હિકમત અને ફાયદારૂપ છે ભલેને જાહેરમાં તમને નુકસાન દર્દ તકલીફ જ કેમ ન પહોચે, પરંતુ છેવટે  તે નિર્ણય ખૂબ જ ભલાઈ અને ફાયદાથી ભરેલા હોય છે.

તો બુરાઈ, તમારા માટે જરૂરી છે, એટલા માટે નહીં કે તમે ભૂતકાળમાં કરેલા ગુનાહોનાં કારણે છે.

## ૨૩- કઈ રીતે ખબર પડશે કે અલ્લાહ સામે માથું ઝુકાવી દીધું છે? અથવા બીજા શબ્દોમાં કઈ રીતે ઓળખ થશે કે હું સપૂર્ણ રીતે અલ્લાહનો મુસલમાન બંદો છું, અને મેં સપૂર્ણ રીતે માથું અલ્લાહ સામે ઝુકાવી દીધું છે?

જ: અલ્લાહ માટે મુસલમાન બંદો હોવાની ચાર નિશાનીઓ છે, અને તે નીચે પ્રમાણે છે:

પહેલી: તમારા જીવનમાં દરેક પ્રકારની નાની મોટી ઈબાદત ફક્ત અલ્લાહ માટે જ હોવી જોઈએ.

{قُلْ إِنَّ صَلَاتِي وَنُسُكِي وَمَحْيَايَ وَمَمَاتِي لِلَّهِ رَبِّ الْعَالَمِينَ (162) لَا شَرِيكَ لَهُ وَبِذَلِكَ أُمِرْتُ وَأَنَا أَوَّلُ الْمُسْلِمِينَ (163)}

**{તમે કહી દો કે, નિ:શંક મારી નમાઝ, અને મારી દરેક બંદગીઓ અને મારૂં જીવન અને મારૂં મૃત્યુ, આ બધું ફકત અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે. {૧૬૨} તેનો કોઇ ભાગીદાર નથી, અને મને તેનો જ આદેશ આપવામાં આવ્યો છે, અને હું સૌથી પહેલા અલ્લાહનો આજ્ઞાકારી બંદો બનું છું. {૧૬૩}}** સૂરે અલ્ અન્આમ.

મારી નમાઝ, અને મારી દરેક બંદગીઓ અને મારૂં જીવન અને મારૂં મૃત્યુ, આ બધું ફકત અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે, દરેક વસ્તુ ફક્ત અલ્લાહ માટે જ હોવી જોઈએ, દરેક ઈબાદત ફક્ત અલ્લાહ માટે જ છે, આ પહેલી નિશાની છે, જેના દ્વારા આપણને જાણ થઇ શકે છે.

સંપૂર્ણ મુસલમાન હોંવાની બીજી નિશાની છે કે: અલ્લાહના દરેક આદેશોનું અનુસરણ અને જે વસ્તુથી તેણે રોક્યા છે, તેનાથી છેટા રહેવું, અલ્લાહ તઆલા કહે છે

{يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَرَسُولَهُ وَلَا تَوَلَّوْا عَنْهُ وَأَنْتُمْ تَسْمَعُونَ (20)}

**{હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરનું ઇતાઅત (અનુસરણ) કરો, અને સાંભળવા-જાણવા છતાં અને તેમની અવગણના ન કરો.}** {૨૦} સૂરે અલ્ અન્ફાલ.

અલાલાહ તઆલા કહે છે

**{يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا ادْخُلُوا فِي السِّلْمِ كَافَّةً وَلَا تَتَّبِعُوا خُطُوَاتِ الشَّيْطَانِ إِنَّهُ لَكُمْ عَدُوٌّ مُبِينٌ (208)}**

**{હે ઇમાનવાળાઓ ! ઇસ્લામમાં પુરેપુરા દાખલ થઇ જાવ}** {૨૦૮} સૂરે અલ્ બકરહ.

ફીસ્સિલ્મિ અર્થાત્: ઇસ્લામમાં.

ઇસ્લામમાં પુરેપુરા દાખલ થઇ જાવ: અર્થાત્ સંપૂર્ણ આદેશોનું અનુસરણ અને જે બાબતોમાં રોક લગાવી છે, તેનાથી સંપૂર્ણ છેટા રહેવું.

જે વસ્તુનો આદેશ કુરઆન અથવા નબીની સુન્નતમાં આપવામાં આવ્યા છે, તે દરેક આદેશોનું અનુસરણ જરૂરી છે અને તેમાં જે વસ્તુથી બચવાની તાકીદ કરવામાં આવી છે તેનાથી સંપૂર્ણ બચીને રહેવું જોઈએ, તો આ નિશાની તમારા સંપૂર્ણ મુસલમાન હોવાની અને અલ્લાહ સામે માથું ઝુકાવી દેવાની નિશાની છે.

સંપૂર્ણ મુસલમાન હોંવાની બીજી નિશાની છે કે: અલ્લાહની શરીઅતે જે આદેશો આપ્યા છે તેનો સ્વીકાર કરવો અને તેનાથી ખુશ થવું તેમજ તેને કબુલ કરવા.

કુરઆન અને સુન્નતમાં આપેલ આદેશોને સ્વીકાર કરવો એટલા માટે કે અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે કે તેના સર્જન માટે યોગ્ય શું છે.

**{أَلَا يَعْلَمُ مَنْ خَلَقَ وَهُوَ اللَّطِيفُ الْخَبِيرُ (14)}**

**{શું તે જ ન જાણે, જેણે સૌનું સર્જન કર્યુ ? તે દરેક વસ્તુની ખબર રાખનાર છે.}** {૧૪} સૂરે અલ્ મુલ્ક.

અલ્લાહ તઆલા કહે છે

**{أَفَحُكْمَ الْجَاهِلِيَّةِ يَبْغُونَ وَمَنْ أَحْسَنُ مِنَ اللَّهِ حُكْمًا لِقَوْمٍ يُوقِنُونَ (50)}**

**{યકીન કરનારાઓ માટે અલ્લાહથી બહેતર નિર્ણય કરનાર કોઈ નથી હોઈ શકતું.}** {૫૦} સૂરે અલ્ માઇદહ.

અલ્લાહ જ છે, જે જાણે છે કે તેના સર્જન માટે દુનિયા અને આખિરતમાં યોગ્ય શું છે?

અલ્લાહના આદેશો અને નિયમ લોકોને પવિત્ર કરે છે, અને તેના દ્વારા તે લોકો શાંતિ અને અમન ભર્યું જીવન પસાર કરે છે.

અલ્લાહ તઆલા કહે છે

**{وَمَا أَرْسَلْنَا مِنْ رَسُولٍ إِلَّا لِيُطَاعَ بِإِذْنِ اللَّهِ وَلَوْ أَنَّهُمْ إِذْ ظَلَمُوا أَنْفُسَهُمْ جَاءُوكَ فَاسْتَغْفَرُوا اللَّهَ وَاسْتَغْفَرَ لَهُمُ الرَّسُولُ لَوَجَدُوا اللَّهَ تَوَّابًا رَحِيمًا (64)}**

**{(તેમને કહો) અમે દરેક પયંગબરને ફકત એટલા માટે જ મોકલ્યા કે અલ્લાહ તઆલાના આદેશથી તેની આજ્ઞાનું પાલન કરવામાં આવે}** {૬૪} સૂરે અન્ નિસા.

અલ્લાહ તઆલાએ પયગંબરોને ત્યાં સુધી નથી મોકલ્યા જ્યાં સુધી આપણે અલ્લાહની શરીઅતને છોડી ન દીધી અથવા તેની શરીઅતને છોડીની અન્ય શરીઅતનું અનુસરણ કરવા લાગ્યા હોય.

અલ્લાહ તઆલા કહે છે

{فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتَّى يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا فِي أَنْفُسِهِمْ حَرَجًا مِمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا تَسْلِيمًا (65)}

{(હે મુહમ્મદ) તમારા પાલનહારની કસમ ! આ લોકો ત્યાં સુધી ઈમાનવાળા નથી બની શકતા, જ્યાં સુધી કે દરેક અંદરોઅંદરના વિવાદોમાં તમને ન્યાયકરતા ન માની લે, પછી જે ફેંસલો તમે તેઓ માટે કરી લો તેનાથી પોતાના મનમાં કોઇ પણ પ્રકારની તંગી અને નાખુશી ન અનુભવે અને આજ્ઞાકારી સાથે તે નિર્ણય માની લે.} {૬૫} સૂરે અન્ નિસા.

જે કઈ અલ્લાહએ શરીઅત બનાવી છે, જરૂરી છે કે તેની સામે માથું ઝુકાવી દેવામાં આવે, તો આ ત્રીજી નિશાની અમે આપની સમક્ષ વર્ણન કરી.

ચોથી નિશાની, સંપૂર્ણ મુસલમાન હોંવાની એ છે કે: અલ્લાહની તકદીરનો સ્વીકાર કરવો, દરેક વસ્તુ અલ્લાહની ઈચ્છા પ્રમાણે છે, અને તે સપૂર્ણ હિકમતથી ભરેલી હોય છે, બસ ! મુસલમાન તેની તકદીર પર પોતાનું માથું સપૂર્ણ ઝુકાવી દે છે, તે તકદીર સારી પણ હોઈ શકે છે અને ખરાબ પણ.

જો તે મુસલમાનને કોઈ ખુશી પહોચે છે તો તે અલ્લાહનો શુકર કરે છે અને જો તેને કોઈ તકલીફ પહોચે છે તો તે તેના પર સબર કરે છે.

દરેક મુસીબત અને તકલીફ હિકમતથી ભરેલી છે.

દરેક વસ્તુની તકદીર અલ્લાહએ કરી રાખે છે, તંદુરસ્તી, બીમારી, માલદારી, ગરીબી, દરેકે દરેક વસ્તુ અલ્લાહની ઈચ્છા અને તેની હિકમત પ્રમાણે થાય છે અને એક મુસલમાન માટે જરૂરી છે તે તકદીર સામે પોતાનું માથું ઝુકાવી દે, કારણકે અલ્લાહ જ યોગ્ય તકદીર કરવાવાળો અને કુદરત ધરાવનાર છે.

અલ્લાહ તઆલા કહે છે

{إِنَّا كُلَّ شَيْءٍ خَلَقْنَاهُ بِقَدَرٍ (49)}

{નિ:શંક અમે દરેક વસ્તુને એક અંદાજા પર પેદા કરી છે.} {૪૯} સૂરે અલ્ કમર.

અલ્લાહ તઆલા કહે છે

( قُلْ لَنْ يُصِيبَنَا إِلَّا مَا كَتَبَ اللَّهُ لَنَا هُوَ مَوْلَانَا وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ (51)}

{તમે કહી દો કે અલ્લાહએ અમારા માટે જે કંઈ નુકસાન પહોંચાડવાનું લખેલ છે તે પહોંચીને જ રહેશે} {૫૧} સૂરે અત્ તૌબા.

આપણને એટલી જ તકલીફ પહોચીને રહેશે, જેટલી અલ્લાહએ આપણી તકદીરમાં લખી હશે.

અને અલ્લાહ તઆલાએ કહ્યું {અલ્લાહ ના આદેશ વગર કોઇ જીવ નથી મરી શકતો} {૧૪૫} સૂરે આલિ ઇમરાન.

મોત અલ્લાહ તઆલા તરફથી નક્કી કરવામાં આવી છે.

સૃષ્ટિમાં જે કઈ થઈ રહ્યું છે, અને આ દુનિયામાં એક કણ બરાબર પણ ચાલી રહ્યું છે અને જે કઈ પણ ઘટનાઓ થઇ રહી છે, તે અલ્લાહના ઇલમ, તેની ઈચ્છા, તેની તકદીર, તેની હિકમત પ્રમાણે અને તેની કુદરતથી થઇ રહ્યું છે.

અલ્લાહ તઅઆલા કહે છે

{الَّذِي لَهُ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلَمْ يَتَّخِذْ وَلَدًا وَلَمْ يَكُنْ لَهُ شَرِيكٌ فِي الْمُلْكِ وَخَلَقَ كُلَّ شَيْءٍ فَقَدَّرَهُ تَقْدِيرًا (2)}

{તેણે દરેક વસ્તુનું સર્જન કરી એક યોગ્ય સમય નક્કી કરી દીધો છે.} {૨} સૂરે અલ્ ફુરકાન.

અલ્લાહ જ છે, જેણે દરેક વસ્તુ પેદા કરી, તેની તકદીર લખી અને તે જે કઈ ઈચ્છે છે તે પ્રમાણે જ થાય છે અને જે કઈ તે ન ઈચ્છે તે ન થઇ શકે.

મુસલમાન હોવા પર મારા માટે જરૂરી છે કે હું અલ્લાહની તકદીર સામે માથું ઝુકાવી દઉ.

આ રીતે તે ફક્ત અલ્લાહ માટે જ મુસલમાન બંદો ગણાશે.

## અંતમાં ! ઇસ્લામમાં હું કઈ રીતે દાખલ થઇ શકું?

ઇસ્લામ દરેક માનવજાતિ માટે અલ્લાહનો દીન છે, અલ્લાહ તઆલા કહે છે

{إِنَّ الدِّينَ عِنْدَ اللَّهِ الْإِسْلَامُ وَمَا اخْتَلَفَ الَّذِينَ أُوتُوا الْكِتَابَ إِلَّا مِنْ بَعْدِ مَا جَاءَهُمُ الْعِلْمُ بَغْيًا بَيْنَهُمْ وَمَنْ يَكْفُرْ بِآيَاتِ اللَّهِ فَإِنَّ اللَّهَ سَرِيعُ الْحِسَابِ (19)}

**{નિંશંક અલ્લાહ તઆલાની નજીક દીન ઇસ્લામ જ છે}** {૧૯} સૂરે આલિ ઇમરાન.

ઇસ્લામ એવો દીન છે, કે જેના સિવાય અલ્લાહ અન્ય દીન કબુલ નહીં કરે.

**{وَمَنْ يَبْتَغِ غَيْرَ الْإِسْلَامِ دِينًا فَلَنْ يُقْبَلَ مِنْهُ وَهُوَ فِي الْآخِرَةِ مِنَ الْخَاسِرِينَ (85)}**

**{અને જે વ્યક્તિ ઇસ્લામ વગર બીજો દીન શોધે તેનો દીન કબૂલ કરવામાં નહીં આવે અને તે આખિરતમાં નુકસાન ઉઠાવનારાઓ માંથી હશે.}** {૮૫} સૂરે આલિ ઇમરાન.

એટલા માટે દરેક હિન્દુસ્તાની અને જે હિન્દુસ્તાની નથી તેમના માટે પણ જરૂરી છે કે તેઓ ઇસ્લામનો સ્વીકાર કરી લે.

ઈસ્લામ જ તમને જહન્નમની આગથી બચાવી શકે છે અને અને અલ્લાહની પ્રસન્નતા તેમજ અલ્લાહની જન્નત માટે સફળ બનાવી શકે છે.

અને ઇસ્લામનો સ્વીકાર ભવ્ય નેઅમતો માંથી એક નેઅમત છે, જો કે સૌથી ભવ્ય નેઅમત છે, તમારા અસ્તિત્વ કરતા પણ વધુ મહત્વની નેઅમત છે.

ખરેખર ઇસ્લામ દીન ફિતરત, બુદ્ધિ અને વેદ તરફ પાછો ફરે છે.

ઇસ્લામમાં પ્રવેશ કરવું ખૂબ જ સહેલું છે, કોઈ રસમ અથવા રીવાજની જરૂરત નથી, ફક્ત માનવી શહાદતેયનની ગવાહી આપે, અને કહે અશહદુ અલ્લા ઇલાહ ઈલ્લલ્લાહ વઅશહદુ અન્ન મુહમ્મદન રસૂલુલ્લાહ. (૧)

બસ આ રીત તે મુસલમાન બની ગયો.

પછી તે ઇસ્લામ પ્રમાણે જીવન પસાર કરવાનું શરૂ કરી દે.

હું ઇસ્લામ હાવુસની વેબ્સાઈટ પર દરેકને તેની ભાષામાં રજૂઆત કરવાની અપીલ કરું છું, જેથી દરેક ન્યુ મુસ્લિમ ઇસ્લામનાં આદેશો જાણી શકે.

વેબ સાઈટની લીંક: https://islamhouse.com/ar/

# સારાંશ